# 11. વળાવી બા આવી



- ઉશનસ્

**જન્મ : 28-9-1920, અવસાન : 7-11-2011**

કવિ નટવરલાલ કુબેરદાસ પંડ્યા 'ઉશનસ્' વડોદરા જિલ્લાના સાવલી ગામના વતની હતા. વલસાડની કૉલેજમાં તેઓ અધ્યાપક અને આચાર્ય હતા. 'પ્રસૂન', 'આર્દ્રા', 'નેપથ્યે', 'તૃણનો ગ્રહ', 'સ્પંદ અને છંદ' વગેરે તેમના કાવ્યસંગ્રહો છે. સૉનેટ કાવ્યપ્રકારમાં તેમણે કેટલીક સૉનેટમાળાઓ આપી છે. વાત્સલ્યભાવ નિરુપતાં કુટુંબચિત્રો, ગ્રીષ્મ અને વર્ષાનાં મનોહર પ્રકૃતિવર્ણનો અને કાવ્યમાંથી સ્ફુરી રહેતું ચિંતન આ કવિની નોંધપાત્ર લાક્ષણિકતાઓ છે.

દિવાળીની રજાઓમાં દૂરદૂરનાં ગામથી ઘેર આવેલાં સંતાનો અને તેમનો પરિવાર રજાઓ પૂરી થતાં પોતપોતાનાં ગામ પાછાં વિદાય થાય છે, ત્યારે માના હૃદયમાં સ્વજન-વિયોગની જે વેદના થાય છે તેનું વર્ણન આ કાવ્યમાં કરવામાં આવ્યું છે. માતા-પિતા અને વૃદ્ધ વિધવા ફોઈ, સૌનાં ચિત્ત નજીક આવી રહેલા વિરહથી વ્યગ્ર છે. છેવટે બધાં સંતાનોને વિદાય આપી પાછી વળતી બા ઘરને ખાલી થઈ ગયેલું જોઈને બહાર પગથિયાં ઉપર જ બેસી પડે છે. અહીં વિરહને કવિ એક પાત્રરૂપે નિરુપે છે એ ધ્યાનપાત્ર છે. વાત્સલ્યવિષયક આ સૉનેટમાં કવિએ બાના હૃદયના સ્નેહનું તેમજ સંતાનવિરહથી વ્યાપેલા શોકનું હૃદયસ્પર્શી નિરુપણ કરી વર્ણન દ્વારા જ કરુણરસ નિષ્પન્ન કર્યો છે.



રજાઓ દિવાળી તણી થઈ પૂરી, ને ઘરમહીં,
દહાડાઓ કેરી સ્ખલિત થઈ શાંતિ પ્રથમની,
વસેલાં ધંધાર્થે દૂરસુદૂર સંતાન નિજનાં,
જવાનાં કાલે તો; જનકજનની ને ઘર તણાં,
સદાનાં ગંગામાસ્વરૂપ ઘરડાં ફોઈ, સહુએ
લખાયેલો કર્મે વિરહ મિલને તે રજનીએ,
નિહાળ્યો સૌ વચ્ચે નિયત કરી બેઠો નિજ જગા,
ઉવેખી એને સૌ જરઠ વળી વાતે સૂઈ ગયાં;
સવારે ભાભીનું ભર્યું ઘર લઈ ભાઈ ઊપડ્યા,

ગઈ અર્ધી વસ્તી, ઘર થઈ ગયું શાંત સઘળું,
બપોરે બે ભાઈ અવર ઊપડ્યા લેઈ નિજની,
નવોઢા ભાર્યાઓ પ્રિયવચનમંદસ્મિતવતી;
વળાવી બા આવી નિજ સકલ સંતાન ક્રમશઃ,
ગૃહવ્યાપી જોયો વિરહ, પડી બેસી પગથિયે.

## ● ટિપ્પણ

**સ્ખલિત થઈ** સ્ખલન - ઝરવું, પડવું, ભૂલ-ચૂક (અહીં) પડી **ગંગાસ્વરૂપ** વિધવાના નામ આગળ માનાર્થે વપરાતું વિશેષણ **ઉવેખી** અવગણીને, દરકાર કર્યા વિના **જરઠ** ઘરડાં, વડીલો **નવોઢા** - નવી, નવી પરણેલી સ્ત્રી, નવવધૂ **ભાર્યા** પત્ની **પ્રિયવચનમંદસ્મિતવતી** પ્રિય બોલનારી અને ધીમું - ધીમું હસતી (પ્રિય + વચન + મંદ + સ્મિત + વતી) **ક્રમશઃ** એક પછી એક **ગૃહવ્યાપી** ઘરમાં પ્રસરેલ

## ● ભાષાસજ્જતા

### સૉનેટનું કાવ્યસ્વરૂપ

### 1. ભૂમિકા

સાહિત્ય એટલે ભાષાની આનંદદાયી પ્રવૃત્તિ. સાહિત્યના દરેક સ્વરૂપને પોતાના નિયમો અને પરંપરા હોય છે તે જુદાં - જુદાં રૂપો-સ્વરૂપો દ્વારા અભિવ્યક્ત થાય છે. ગુજરાતીમાં વિકસેલાં મુખ્ય કાવ્ય સ્વરૂપોમાં સૉનેટ મહત્ત્વનું સ્વરૂપ છે. સૉનેટ મૂળે વિદેશી સ્વરૂપ છે. અંગ્રેજી ભાષા અને સાહિત્યના અભ્યાસ દ્વારા આપણા કવિઓ જે પરદેશી સ્વરૂપોથી આકર્ષાયા તેમાંનું એક મુખ્ય સ્વરૂપ તે સૉનેટ. ગઝલ અને હાઈકુ એવાં અન્ય સ્વરૂપો છે. સૉનેટ મૂળ ઈટલીમાં ઉદ્‌ભવ્યું. વાદ્ય સાથે લયબદ્ધ ગવાતી એ લઘુરચના હતી. ત્યાંથી તે અંગ્રેજી ભાષામાં વિકસ્યું અને તેની અસર નીચે ગુજરાતીમાં બળવંતરાય ઠાકોરે ઈ.સ. 1888માં ‘ભણકારા’ નામનું પ્રથમ સૉનેટ રચ્યું.

### 2. લક્ષણો

સૉનેટ ઊર્મિકાવ્યનો જ એક પ્રકાર છે, છતાં જરા જુદો અને વિશિષ્ટ છે. ઊર્મિકાવ્યમાં ઊર્મિ કે સંવેદન મુખ્ય હોય છે જ્યારે સૉનેટમાં એની સાથે વિચાર, ચિંતન કે જીવનદર્શન ઉમેરાય છે. એને આપણે ચિંતનપ્રધાન, નક્કર ઊર્મિકાવ્ય કહી શકીએ. સૉનેટ માટે 14 પંક્તિની મર્યાદા એના ઉદ્‌ભવકાળથી સ્વીકારવામાં આવી છે એનો અર્થ એ થયો કે ટૂંકા વિસ્તારમાં કવિએ સઘન રીતે અનુભવને ઠાંસવાનો હોય છે. તેમજ ઘાટનું સૌષ્ઠવ જાળવવાનું હોય છે. કાવ્યના કેન્દ્રમાં રહેલા વિચારનો યોગ્ય ઉપાડ કરી, ક્રમે - ક્રમે એનાં દલેદલને ખોલવામાં તથા ગહન ભાવપલટાઓ સિદ્ધ કરવામાં સૉનેટની સફળતા રહેલી છે.

### 3. વિભાજન અને પ્રાસ

સૉનેટ 14 પંક્તિ ધરાવતી સુગ્રથિત, સુબદ્ધ કાવ્યરચના છે, તેથી તેમાં પંક્તિને અંતે આવતા પ્રાસનું ઘણું મહત્ત્વ છે. હવે પ્રાસરહિત સૉનેટરચના પણ થાય છે. ખરેખર તો આ કાવ્યભાવ અને તેના મરોડ સાથે સંકળાયેલો મુદ્દો

છે. પરંતુ સૉનેટનો એક શિસ્તબદ્ધ કાવ્યકૃતિ તરીકે વિચાર કરીએ, તો તેમાં પ્રાસની ચોક્કસ ગૂંથણીને અવગણી ન શકાય.

સૉનેટની ભાષા મુલાયમ ઓછી અને વધુ પ્રખર હોય છે, કેમકે લાગણીની મૃદુતા કરતાં એમાં વિચારદીપ્તિનો મહિમા છે. બળવંતરાય ઠાકોરે ગુજરાતી ભાષાને આપેલાં સૉનેટોમાં 'મોગરો', 'વધામણી' અને 'ભણકારા'નો સમાવેશ થાય છે. એ પછી ઉશનસ્‌થી માંડીને લાભશંકર ઠાકર અને ચિનુ મોદી સુધીના કવિઓએ સૉનેટની પરંપરાને સમૃદ્ધ રાખી છે.

## ● અભ્યાસ

### ● નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

1. સંતાનો પાછાં વિદાય કેમ થાય છે ?
2. સંતાનો દૂર-દૂર કેમ વસેલાં છે ?
3. ઘર શાંત કેમ થઈ ગયું ?
4. બા પગથિયાં પર કેમ બેસી ગયાં ?

## ● સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

1. દિવાળીના વૅકેશનમાં બાના ઘરની સ્થિતિ કેવી હતી ?
2. ઘરની શાંતિ સ્ખલિત થવાનું કારણ કયું હતું ?
3. વિદાયની આગલી રાતે વડીલો કેવી લાગણી અનુભવે છે ?
4. વિદાય થતા ભાઈઓની પત્નીઓ વિશે કવિએ શી ઉપમા આપી છે ?
5. બધાંને વળાવીને પાછી ફરેલી બાની સ્થિતિ કેવી થઈ ?

**2.** બાને મૂકીને જતા ભાઈઓએ પણ બા જેવી વેદના અનુભવી હશે ? વિચારીને ચર્ચા કરો.

### 3. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો :

- સવારે ભાભીનું ............................................................... પ્રિયવચનમંદસ્મિતવતી.

4. **નીચેની કાવ્યપંક્તિનો ભાવાર્થ તમારા શબ્દોમાં લખો :**

- વળાવી બા આવી................................................................................ પડી બેસી પગથિયે.

5. **માતા વિષયક સુવિચારો, કહેવતો અને પ્રચલિત પંક્તિઓ મેળવીને લખો.**

6. **'વાત્સલ્યમૂર્તિ મા' પર દશ વાક્યો લખો :**

7. **નીચેના શબ્દોના બે-બે સમાનાર્થી શબ્દો લખો :**

જનની :

રજની :

ભાર્યા :

જરઠ :

નવોઢા :

8. **નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

નિયત ×

મિલન ×

મંદ ×

સ્મિત ×

9. **નીચેનાં વાક્યોમાંના શબ્દો યોગ્ય રીતે ગોઠવી કાવ્યપંક્તિ સ્વરૂપે લખો :**

- સઘળું, શાંત થઈ ગયું ઘર વસ્તી અર્ધી ગઈ.
- કાલે તો જવાનાં ઘર તણાં જનકજનની ને
- આવી બા સકલ નિજ સંતાન ક્રમશઃ વળાવી
- નિયત કરી નિહાળ્યો સૌ વચ્ચે નિજ જગા બેઠો.
- ભર્યું ભાભીનું ઘર લઈ સવારે ભાઈ ઊપડ્યા.

**10. તમને મનગમતી વાનગી તમારી બા બનાવે ત્યારે તેનું નિરીક્ષણ કરીને તે વાનગી બનાવવામાં કયાં-કયાં સાધનો અને ખાદ્ય-વસ્તુઓનો ઉપયોગ કર્યો તેની યાદી લખો.**

**● પ્રવૃત્તિ**

- મણિલાલ દેસાઈનું 'બાને' કાવ્ય (સૉનેટ) મેળવી શાળામાં રજૂ કરો.
- કરસનદાસ માણેકનું 'જ્યોતિધામ' કાવ્ય મેળવી અભ્યાસ કરો.
- માતૃપ્રેમ પ્રગટ કરતી નવલકથા, લોકકથાનું સાહિત્ય વાંચો તથા સીડી, કૅસેટ મેળવીને ઉપયોગ કરો.
- 'વાત્સલ્યમૂર્તિ મા' વિષય પર ચર્ચાસભા કરો.
- નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્યો બનાવો :

  ઘર, ભાઈ, ભાભી, વૅકેશન, બાળકો, રજા, યાત્રા, મંદિર

